# ગ્રા મ દા ન

હરિવલ્લભ પરિખ

પ્રસ્તાવના : શ્રી ઈશ્વરલાલ દેસાઈ



આનંદ નિકેતન
રંગપુર : પો. પાનવડ : જિ. વડોદરા

પ્રકાશક :
શંકરભાઈ પટેલ
મંત્રી, આનંદ નિકેતન
રંગપુર, પો. પાનવડ
(જિ. વડોદરા)

૨૭ ઑક્ટોબર, ૧૯૫૮], પ્રત ૩,૦૦૦। [પહેલી આવૃત્તિ



૨૦ નયા પૈસા

મુદ્રક :
વિઠ્ઠલદાસ ઓદાણી
સમૂળી ક્રાન્તિ મુદ્રણાલય
સદર, રાજકોટ (સૌરાષ્ટ્ર)

# પ્રસ્તાવના

શ્રી હરિવલ્લભે આ પુસ્તિકામાં વિનોબાજીનો ગ્રામદાનનો વિચાર સમજાવ્યો છે. ગાંધીજીના વિચારોને વર્ષોથી જીવનમાં ઉતારી, એનો તાણોવાણો ગામડાનાં ઝુંપડાઓ સુધી પહોંચાડવાનું કામ જેમણે કર્યું છે અને વડોદરા જિલ્લાના છેટા ઉદેપુરના આદિવાસી વિસ્તારોમાં અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા જેમણે ગરીબો અને અભણોમાં નવચેતન અને નવજીવન રેડયું છે, એમની આ પુસ્તિકાની પ્રસ્તાવના લખતી વખતે એમના લખેલા શબ્દો કરતાં એમના કાર્યની જ્યોતિ અને સુવાસ મને વિશેષ આકર્ષી રહી છે.

હમણાં જ એ પ્રદેશની મેં મુલાકાત લીધી છે. શહેરની સંસ્કૃતિથી દૂર ગરીબાઇ અને અજ્ઞાનતામાં ઢંકાયેલા આ પ્રદેશમાં રંગપુર આશ્રમના નદી કાંઠા પરના રળિયામણાં સ્થળ પરથી આસપાસ ચોમેર જે રચનાત્મક શક્તિ એમણે વિકસાવી છે એનું આર્થિક મૂલ્ય ગમે તે હોય, પરંતુ એનાં સાંસ્કૃતિક મૂલ્યથી શ્રી હરિવલ્લભનો રંગપુર આશ્રમ ખરેખર ધન્ય બની ગયો છે. એમણે માત્ર રેંટિયા જ ચલાવ્યા નથી કે માત્ર શાળાઓ જ ઊભી કરી નથી. એમણે એમની અહિંસક તેજ-શક્તિથી ગામડાંઓની શોષણ પ્રક્રિયાને રોકવાનું કામ પણ કર્યું છે. ત્યાંના કિસાનોને માત્ર જમીન જ અપાવી નથી પરંતુ માણસાઇ અને ઇજ્જત પણ અપાવી છે. એમની ક્રાન્તિકારી રચનાત્મક દૃષ્ટિની મારા મન ઉપર ઊંડી છાપ પડી છે. મેં

એ જોયું છે કે, જ્યા રાજકારણ નથી અને કોઇ પક્ષનું રાજકીય શિક્ષણ કે પ્રચાર નથી, ત્યાં કેવળ રચનાત્મક કાર્ય દ્વારા પણ જન-જાગ્રતિ કે જનશકિત ઊભી થઇ શકે છે.

આ વિસ્તારમાં શ્રી હરિવલ્લભે ગુજરાતમાં પહેલો ગ્રામદાન-પ્રયોગ શરૂ કર્યો છે અને ઘણાં ગામડાંને ગ્રામદાનના કે ગ્રામપરિવારના પ્રયોગમાં ક્રિયાશીલ કર્યાં છે. જેમણે ગ્રામ-દાનના વિચારનો પ્રત્યક્ષ અનુભવ લીધો છે એઓ ગ્રામદાનના પ્રયોગની વ્યાવહારિક બાજુઓ રજુ કરી શકે છે એટલુ જ નહી, પરતુ ગ્રામજનોના જીવનમા શ્રદ્ધા અને ભાવનાનુ જે બળ પડેલુ છે એની ઝાખી પણ વાંચકોને કરાવી શકે છે હું આશા રાખુ છુ કે શ્રી હરિવલ્લભની આ પુસ્તિકા ગુજરાતના ભૂદાન સાહિત્યમાં મૂલ્યવાન સ્થાન પ્રાપ્ત કરશે

વિનોબાજીની પદયાત્રાની ગતિ સતત વેગ પકડતી રહી છે અને એમનું ભૂદાન આંદોલન પણ એટલી જ ગતિથી આરોહણ કરી રહ્યુ છે અને માનવ-સત્યોનાં નવાં ક્ષિતિજો પ્રકાશમાં લાવી રહ્યુ છે એઓ હવે ગુજરાતમાં પ્રવેશ કરશે અને છેક ઉત્તરમાં કાશ્મિરમાં પ્રવેશ કરી ભારતની પ્રદક્ષિણામા વિકસેલાં વિચાર પુષ્પો હિમાલયને ખોળે ધરશે. વિનોબાજીનો જલ્દી કાશ્મિર પહોચવાનો પ્રયત્ન કેવળ શારીરિક નથી. એમની વિચાર-યાત્રા ગતિ લઇ રહી છે અને એમનુ આરોહણ વિચાર-શિખર પર પહોચવાની તૈયારી કરી રહ્યું છે ભૂદાન આંદોલને વૈચારિક

ક્રાન્તિ સર્જી, ગ્રામદાન આંદોલને આર્થિક ક્રાન્તિ માટે ચોક્કસ દિશા આપી અને છેવટે શાંતિસેનાની વિચારધારા ભારતની રાજ્યક્રાન્તિ દ્વારા વિશ્વક્રાન્તિ અને યુગક્રાન્તિનાં દ્વાર ખોલવા મથી રહી છે.

વિજ્ઞાન અણુંશક્તિની શોધ કરી પરાકાષ્ઠાએ પહોંચવા દોટ મૂકી રહ્યું છે. વિનોબાજીનું આત્મજ્ઞાન પણ સત્ય, પ્રેમ, કરૂણાની શક્તિના નવાં શિખરો પર પહોંચવા મનની ભૂમિકાની ઉપર ઊઠી ઊડવા તલસી રહ્યું છે. તેમ છતાં વિનોબાજી આધ્યાત્મિક ઉડ્ડયન વિજ્ઞાનની પાંખોના આધારે કરી રહ્યા છે. એઓ આધ્યાત્મિક શક્તિઓની સાથે વિજ્ઞાનની શકિતઓ ખીલવવા માગે છે. પ્રાચીન ભારતે કેવળ આત્મજ્ઞાનનો પ્રયોગ કર્યો અને વિજ્ઞાનની અવગણના કરી. વિજ્ઞાનના આધાર વિના ભારતની પ્રાચીન સંસ્કૃતિ અટકી ગઇ અને વિકૃતિઓ શરૂ થઇ. આધુનિક યુરોપે વિજ્ઞાનનો પ્રયોગ અજમાવ્યો, મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી, પરંતુ આત્મજ્ઞાનના રોશન વિના યુરોપની વૈજ્ઞાનિક સંસ્કૃતિ વિનાશને આરે આવીને ઊભી છે.

ભારતમાં ગાંધીજીએ આરંભેલી યુગક્રાન્તિ એવો વિશ્વમાનવ સર્જવા માગે છે, જે પૂર્વ અને પશ્ચિમના પ્રાચીન અને અર્વાચીન પ્રયોગોમાંથી શીખીને, આત્મજ્ઞાન અને વિજ્ઞાનના સંયોગ અને સમન્વયને આકાર આપે. વિનોબાજી આજે "જય જગત્"ના મંત્ર દ્વારા વિશ્વમાનવનો આદર્શ ઘડી રહ્યા

છે. ભારતભૂમિ આ ધર્મ-ચક્ર-પ્રવર્તનની પ્રયોગશાળા બની શકશે ખરી ? જો ભારત આ દિશામાં હિંમતપૂર્વક ક્રાંતિકારક પગલાં માંડે, તો આજે આપણે ભૌતિક સિદ્ધિઓમાં પાછળ હોવા છતાં, ઇતિહાસની કૂચમાં માનવ-સંસ્કૃતિના પરમ શિખરથી આપણે બહુ દૂર હોઈશું નહીં.

વિનોબાજી તત્ત્વચિંતક છે અને સાધક છે. એમના મનમાં દ્વન્દ્વ ચાલી રહ્યું છે : વિચારને-આધારની-સાધનની જરૂર છે ? શું વિચારમાં જ સ્વયં એના ફેલાવા અને સ્વીકાર માટેનું બળ નથી ? સત્યના સ્વીકાર માટે મનુષ્યે આગ્રહ શા માટે રાખવો પડે ? સત્યને જ એનો આગ્રહ કરવા દો. સત્યનું તેજ જ એવું પ્રભાવશાળી હશે, વિચારનું તત્ત્વ જ એટલું એવું હશે, કે દુનિયાને એ તરફ જવું પડશે; અને એમ કરવાનો ઇન્કાર કરશે; તો પ્રલય અને આત્મઘાત નોતરશે.

વિનોબાજીની જીવન-સાધના અને વિચારયાત્રા હજી એ સંબંધમાં અંતિમ નિર્ણય ઉપર પહોંચી નથી. "કેવલ" સ્વરૂપની ભૂમિકા વિનોબાજી માટે ઉત્તમ છે અને સ્વાભાવિક પણ છે, પરંતુ ગાંધીજીનું જીવન-દર્શન અને સામાજિક તત્ત્વજ્ઞાન એવી ભૂમિકાની કલ્પના પ્રેરતું નથી. સ્થિતપ્રજ્ઞની પ્રવૃત્તિ અને નિવૃત્તિ અર્જુન પાસે બાણ પણ પકડાવે અને પરમહંસ પાસે સમાધિ પણ લેવડાવે. સન્યાસ અને કર્મયોગનું દ્વન્દ્વ મહાત્માઓના જીવનમાં આખરે સમન્વયમાં પરિણમે છે.

વિનોબાજીના જીવનના એ સત્યનુ સ્વરૂપ શુ હશે એની કલ્પના કરવી મુશ્કેલ છે એમણે એમનુ ચિત્ત આસપાસ બનતી ઘટનાઓમાથી હજી ખેંચી લીધુ નથી એટલું જ નહી, પણ આજે એઓ જ્ઞાન અને આચરણમાં સપૂર્ણપણે 'અપ ટુ ડેટ' છે. ભૂદાન આદોલનનું આરોહણ ચાલુ છે, માત્ર ઊંચાઇ જ પ્રાપ્ત કરી નથી પરતુ વિસ્તાર પણ વધતો જાય છે ભૂદાન આદોલનની ગુનતમારી પ્રક્રિયા માત્ર વિચારનુ પરમ શિખર પ્રાપ્ત કરવામાં જ સમાપ્ત થતી નથી પરંતુ પરિસ્થિતિમા પરિવર્તન લાવીને જ એ સિદ્ધ થાય છે

વિનોબાજીના ભૂદાન આદોલનને અનેક ફળ ફૂલો આવ્યા છે, હજી એ ખીલતુ વૃક્ષ છે દેશમા એ વ્યાપક આદોલન બને અને લોકજીવનને સપૂર્ણ પણે આવરી લે તે માટે એના આજના સ્વરૂપમા કદાચ પલટો પણ આવે ખુદ વિનોબાજીનો દૃષ્ટિકોણ પણ કેટલીક બાબતોમા નવો ઝોક લે–એમ બને તો યે વિનોબાજીના સમાજ–દર્શનની મૂળ ભૂમિકા જીવનના શાશ્વત સિદ્ધાન્તો અને બુદ્ધિગમ્ય શ્રદ્ધા ઉપર રચાયેલી છે અને તેથી એમની સર્વોદય–દૃષ્ટિ સમાજમા સમૂળી ક્રાન્તિનો ચિરંજીવ પાયો નાખવા ચાહે છે,–જેના પર, જુદા જુદા ઘાટો આપી, લોકશાહી કે સમાજવાદની ઇમારત ખડી કરી શકાય છે લોકશાહી કે સમાજવાદની આધારશીલ ગાધી–વિચારમા છે, જેનો વિકાસ વિનોબાજી એમના મૌલિક ચિંતન અને એમની સાહિત્યિક શક્તિ દ્વારા સાધી રહ્યા છે.

વિનોબાજી આજે બે મુખ્ય વિચારની પાછળ સાધના આગળ ચલાવી રહ્યા છે. એમણે શાંતિસેનાનો વિચાર મૂક્યો. ભારતની અહિંસા પ્રત્યેની શ્રદ્ધાની એમાં કસોટી છે. જો દેશ અહિંસાના બળ ઉપર આધાર રાખવા અને હિંસાની શક્તિ છોડી લશ્કરનું પણ વિસર્જન કરવા તૈયાર થાય,–શાંતિસેના દ્વારા એટલી અહિંસક શક્તિ જન્માવી શકાય,–તો ભારતના આ પ્રયોગની વિશ્વ–રાજનીતિ ઉપર અસર પડશે એટલું જ નહી, પરંતુ આ પ્રયોગ રાજ્યવિહીન સમાજ–રચનાની ભવ્ય કલ્પના માટે પણ ભૂમિકા તૈયાર કરશે. વિનોબાજીનું કહેવું સાચું છે કે જો રક્ષણ માટે અહિંસક શક્તિમાં દેશને–રાજ્યને શ્રદ્ધા ન પડે, તો ખાદી અને ગ્રામોદ્યોગનો કોણ ભાવ પૂછવાનું છે? જે શક્તિ દેશનું રક્ષણ કરી શકશે, એ જ શક્તિ રાષ્ટ્રના આર્થિક જીવનની દિશા પણ નક્કી કરશે.

શાંતિસેનાના વિચારને ગ્રામદાન અને ગ્રામસ્વરાજ્યના પ્રયોગ સાથે પણ સંબંધ છે તેમ છતાં ગ્રામદાનનો પ્રયોગ, વિકેન્દ્રિત લોકશાહી કે સમાજવાદના વિચારને અમલી સ્વરૂપ આપવા માટે, સ્વતંત્ર આર્થિક પ્રયોગ તરીકે પણ ઊભો રહી શકે છે એમ પણ વિચારી શકાય. જો ગાંધી–વિચારથી દેશનો ભૂમિનો નકશો બદલી ન શકીએ, તો શસ્ત્રવિહીન રાજ્યશક્તિ કે રાજ્યવિહીન સમાજ–રચના નિર્માણ કરવાની દિશામાં મોટી ફાળ ભરવાની હિંમત ક્યાંથી લાવી શકાય?

તા. ૮–૯–૧૯૫૮. — ઈશ્વરલાલ દેસાઈ

# બે બોલ

ગ્રામસ્વરાજ્ય અમારું લક્ષબિંદુ છે. એ દિશામા આગળ વધવા માટે પૂજ્ય બાપુજીએ ચિંધેલા અઢાર વિધ રચનાત્મક કાર્યો કરતા કરતા એ બધાનો એક જ કામમા ઉકેલ કરવાની 'ગ્રામદાન' રૂપી ચાવી પૂજ્ય વિનોબાજીને હાથ લાગી એમણે દેશ સમક્ષ એ મૂકી દેશના બધા જ ડાહ્યા રાજપુરૂષોએ પણ એનો સ્વીકાર કર્યો અસતોષ અને અસમાનતા બધા ઝઘડાનુ મૂળ હોય છે. ઉત્પાદનના સાધનો ઉપરની વ્યક્તિગત માલિકી અસમાનતા ઊભી કરે છે આ અસમાનતા સમાજવ્યાપી અસતોષ જગાવે છે આ અસતોષ પ્રગટ થઈ ઘર્ષણમા પરિણમે છે પરિણામે સમાજમાથી શાતિ અને સલામતી અદૃશ્ય થાય છે, રાજ્ય અને સમાજ અસ્થિર બને છે આવા અસ્થિર રાષ્ટ્રો એકબીજાનો ઓથ શોધે છે આમાથી "બ્લોક" બને છે રક્ષણ અને શાતિના નામે યુદ્ધોના આયુધો પાછળ પ્રજાનો પરસેવો રેડાય છે ક્યાક ઠંડા તો કયાક ઊના યુદ્ધો ચાલતા રહે છે આ બધુ વિશ્વયુદ્ધ માટેની ચિનગારીઓ સમુ બની રહે છે

એટલે જ વિનોબાએ રોગનું મૂળ શોધ્યુ. માલિકીમા એમને બધા રોગોની જડ દેખાઇ તેને દૂર કરવા માટે આજ સુધી દુનિયામા જે સાધનો–ઉપાયો, કતલ તથા કાનુનના, વપરાયા તે અધુરા પૂરવાર થયા એથી પ્રશ્નોની પરિપાટી ઊભી થવા પામી વિનોબાજીએ ત્રીજો માર્ગ શોધી કાઢયો · કરૂણા કરૂણાને વ્યક્તિમાંથી બહાર કાઢી સમાજવ્યાપી બનાવવાનો

મહાયજ્ઞ એમણે માંડ્યો જેમ બાપુજીએ અહિંસાને મંદિર અને ઘરનાં દ્વારેથી સમાજ અને રાજ્ય ક્રાન્તિના મેદાનમાં લાવી મૂકી, તેવો જ આ સર્વકલ્યાણકારી પ્રયોગ વિનોબાએ કરુણાના આધારે શરૂ કર્યો છે

સત્યાગ્રહ એ બાપુના અહિંસક આયુધોનાનું છેલ્લામાં છેલ્લું શસ્ત્ર હતું. તે પ્રમાણે, 'ગ્રામદાન' એ કરુણાના ક્ષેત્રમાં અહિંસા અને વિજ્ઞાનના યોગથી નિપજેલું છેલ્લામાં છેલ્લું શસ્ત્ર છે, જે એકી સાથે બે કામ કરે છે અનિષ્ટ તત્ત્વોનું નિવારણ અને ઇષ્ટ તત્ત્વોનું સંવર્ધન'

માલિકી–હકને તોડીને એ ખેડૂતનો ખેતી સાથેનો સંબંધ વધારે ગાઢ, વધારે પવિત્ર બનાવે છે પહેલાં ખેડૂત જમીનને બજારૂ વસ્તુ માનતો ગ્રામદાન પછી એ એને ઘણી પવિત્ર વસ્તુ માની, 'સ્ત્રી' ભાવના છોડીને "મા"ની ભાવનાનું આરોપણ કરે છે જમીન માટેનો પ્રેમ વધતાં ઉત્પાદન વધે છે, ગામમાં સહકાર વધતાં સ્નેહ વધે છે પરિણામે ગામ સ્નેહના ધામ સમાં બની રહે છે.

ગામ, દેશ કે દુનિયામાંથી અનૈતિક અને અસમાનતાને દૂર કરવાનો આ એકમાત્ર ઉપાય છે.

પરિસ્થિતિનો વિચાર કરી રોજ છાપાં ઉઘાડતા જ અનાજનો પ્રશ્ન પહેલે પાને હોય છે કેરળમાં હાલમાં જે અંગે થયેલી ચર્ચાથી સ્પષ્ટ સમજી શકાશે કે, સરકાર અનાજનો પ્રશ્ન

અનુસંધાન દિલ્હીની અને દુનિયાની સાથે જરૂર હશે.

'પીંડે સો બ્રહ્માંડે.' કુવામાં હશે તો અવાડામાં આવશે એ પ્રમાણે, ગામમાં હશે તો દેશમાં આવશે ઉત્સાહ, સહકાર, સ્નેહ, બંધુભાવ, શાંતિ, સમૃદ્ધિ અને સલામતી જો ગ્રામદાન પછીનાં ગામોમાં નિર્માણ કરી શકાય તો તે રાષ્ટ્ર અને વિશ્વમાં પણ વ્યાપક થઈ શકે.

આવો વિશ્વધર્મનો સંદેશો આપતો 'ગ્રામદાન'નો પરમ મંત્ર ઋષિના મુખે સંભળાય છે.

પ્રેમ ધર્મ હૈ, જાત આદમી, સમાનતા કી બોલી,
ગ્રામદાન ઘરઘર પહુંચેગા લિયા પ્રેમકી ઝોલી.

ગ્રામસ્વરાજ્યના પંથે ચાલતાં ચાલતાં જે કાંઇ અનુભવો થયા, જે કાંઈ અધ્યયન-ચિંતન થયું, તેનો ટુંકો સાર લોકો સમક્ષ મૂકી હળવો થાઉં છું. ગ્રામસ્વરાજ્યની દિશામાં આ પાપાપગલી જેવું જ છે; પણ ચાલતાં આવડે તે પહેલાંની આ અચૂક સ્થિતિ છે. બાળકને ટટ્ટાર થવામાં મદદ કરી શકે, તેમ આ પુસ્તિકા ગ્રામધર્મના રસ્તે જઇ રહેલા અને જવા ઇચ્છતા ગ્રામજનોને ટટ્ટાર થવામાં થોડી ઘણી માનસિક શક્તિપૂરી પાડશે તો મારો પુરૂષાર્થ અને "સમૂળી ક્રાન્તિ"ના મંડળનુ સંપાદક શ્રી વિઠ્ઠલદાસભાઇ બોદાણીનો પ્રયત્ન યથાર્થ થયેલો ગણાશે.

આનંદ નિકેતન,
રંગપુર, તા. ૨૯-૯-'૫૮. — હરિવલ્લભ પરિખ

[૧]

એક તરફ દેશમાં અને દુનિયામાં 'સંગ્રહ કરો' 'ગમે તે રીતે ભેગું કરો'નો નાદ સંભળાતો હતો, આજેય સંભળાઇ રહ્યો છે. અને બીજી તરફ, એના જવાબમાં 'સંઘર્ષ કરો', "ગમે તે રીતે મારો કૂટો અને લૂંટી લો"નો નાદ બુલંદ થવા લાગ્યો હતો.

આવી સ્થિતિ જો દેશમાં ચાલુ રહે, તો ધર્મપ્રાણ ભારતના ભૂક્કા ઊડી જાય તેમ હતું. આટઆટલાં વર્ષો અને સદિઓથી પ્રાપ્ત કરેલ ધર્મ ખલાસ થઇ જાય તેમ હતું. માનવ દાનવ બને તો જીવનમાંથી રસ ઊડી જાય! ભારત પણ હિંસાને (અલ્પ હિંસાને) આરે આવી ઊભુ હતું. તંગ પરિસ્થિતિમાંથી દેશ પસાર થઇ રહ્યો હતો.

બરાબર એ જ વખતે સંત વિનોબા દેશના તખ્તા ઉપર આવે છે!

દુનિયાની હવાએ તો કપટ, કતલ અને કાનૂનથી માણસને બદલવો શરૂ કર્યો હતો, આ રીતે થતું પરિવર્તન હિંસા-આધારિત હતું. હિંસા હંમેશાં પ્રતિ-હિંસાને જન્મ દે છે અને

મળવા લાગી હતી, કે જ્યાં તો કોઇએ બળથી અથવા હિંસાથી વાતાવરણને તંગ બનાવ્યું નહોતું, છતાં કેટલીક વળી નવી શંકાઓ ઊભી થઈ હતી. જે જમીન ભૂદાનમાં મળે છે તે ખેતીલાયક હોતી નથી, ખરાબાની જમીન હોય છે, વગેરે વગેરે.

ગંગા–જમનાના કાંઠા ઉપરની હજારો એકર જમીન ઉત્તર પ્રદેશમાં ભૂદાનમાં મેળવી વિનોબાએ આ શંકાનું સમાધાન કરી આપ્યુ.

છતાં બુદ્ધિશાળી લોકોએ વળી નવો પ્રશ્ન ઊભો કર્યો, નવી શંકા આગળ ધરી. બુદ્ધિ ઉપર જીવનારા પાસે દલીલોનો શું તૂટો હોય! તેઓ કહેવા લાગ્યા: આ રીતે જમીન લેવી ને વહેંચવી તે શુ દેશના હિતમાં છે? આ રીતે તો જમીનનાં નાના નાના ટુકડા થશે, જે આર્થિક દૃષ્ટિએ ખેડૂતને પોસાશે નહીં. પરિણામે દેશનુ ઉત્પાદન ઘટશે.

આનો જવાબ આપવો અઘરો તો નહોતો છતાં વહેંચાયેલી જમીનો છૂટક છૂટક હતી એટલે તેમાં થતા ઉત્પાદનના આંકડા ભેળા કરવાનું ને શંકાનું સમાધાન એટલેથી કરાવવું મુશ્કેલ તો હતું જ.

આવી દરેક શંકાઓનું સમાધાન કરતો સચોટ ઉત્તર મળ્યો ઉત્તર પ્રદેશમાં, કે જ્યારે મંગરોઠ નામનું ગામ ભારતમાં દુનિયામાં સૌથી પ્રથમ ગ્રામદાનમાં મળ્યું. ગામ સમસ્તની

કુલહોલ જમીન ઉપરની વ્યક્તિગત માલિકી સ્વેચ્છાથી ઉઠાવી લઇ લોકોએ સહયોગી સમાજ સ્થાપવાનો અને ગામને એક વિશાળ કુટુંબ ગણવાનો પ્રયોગ શરૂ કર્યો. ત્યાં નવનિર્માણનું કામ વ્યવસ્થિત રીતે શરુ થયું. તમામ પ્રકારના આંકડા એકઠા કરવાનું પણ શરુ થયું.

ગામનું ઉત્પાદન કૂદકે ને ભૂસકે વધવા લાગ્યું; શંકાશીલોનું સમાધાન થાય તેવો ઉત્તર મળવા લાગ્યો; અને ગામના લોકોમાં તો ઉત્સાહ અને ઉમંગની લહેરો દોડવા લાગી!

વાર-તહેવારે મળતી ઘઉંની વાનગીઓ રોજનો ખોરાક બની ગઈ! આટલું ઉત્પાદન વધે પછી શંકાઓ ટકે ક્યાંથી? ને લોકોનો ઉત્સાહ પણ કેમ ન વધે?

અને, એ ઉત્સાહ પણ કેવો? અરે, ગામમાં એકાદ નાનકડો કૂવો કે ખાબોચિયું પણ ખોદીને પાણીની તંગી ટાળવાનો જે લોકોને ઉત્સાહ નહોતો, તે મંગરોઠના ગ્રામદાની ગામના એક શ્રમ પરિવારનાં લોકોએ ૬ માઇલ લાંબી નહેર તૈયાર કરી નાખી!!! શ્રમજીવીઓની શ્રમ પ્રત્યેની સૂગ કે કંટાળો અદૃશ્ય થયાં ને કૌટુમ્બિક ભાવનાની પ્રેરણાએ જે હાથોમાં નવું બળ આપ્યું તે હાથ પાણીને ખેંચી લાવ્યા!

આ જોમ, આ ઉત્સાહ, આ શક્તિ ક્યાંથી એકાએક પેદા થયાં? ગ્રામસંગઠનમાંથી, ગામ હવે એક કુટુંબ બન્યું તેથી;

મો એકબીજાનાં સુખદુઃખમાં ભાગીદાર બન્યાં તેથી; સહયોગ ને સહકારને પરિણામે ઉત્પાદન વધ્યું તેથી.

ને તોય આપણા બુદ્ધિજીવીઓને પૂરું સમાધાન ન થયું! કહેવા લાગ્યા : આ તો અપવાદ ગણાય! આનો એમને એ વખતે તો શું જવાબ આપવાનો હોય? દલીલોનો જવાબ દલીલોથી આપતા તો દલીલોની વંશવૃદ્ધિ થાય છે આજે હવે સાડાચાર હજારથી વધુ ગ્રામદાન થઇ ગયા પછી પણ શું તેઓ હજુ શંકાઓ કર્યા કરશે?

મારા જેવા કેટલાય ચીન જઈ આવેલા લોકોએ ભારતના અર્થશાસ્ત્રીઓની પોકળ વાતોનો ભંડો ફોડ્યો, ગળે ઊતરી જાય તેવો સારુ જવાબ આપ્યો. ચીને ૧૧ કરોડ ને ૫૭ લાખ એકર જમીન, માણસ દીઠ માત્ર ૃ (એક છઠ્ઠાંશ) એકરને હિસાબે વહેંચી દીધી! જમીનના ખૂબ નાના નાના ટુકડા થયા, છતાં અનાજનુ દોઢું, બમણુ ને હવે ત્રણ ગણુ ઉત્પન્ન થવા લાગ્યુ છે! આવું સરસ ઉદાહરણ આપણા પડોશી દેશે પૂરું પાડ્યું છે, તોય શુ શંકા રહેશે?

ના, એ શંકા તો ગઇ! પરતુ, આપણા મિત્રોએ વળી નવા પ્રશ્નો ઊભા કર્યા! તેઓ કહેવા લાગ્યા : આ બધુ તો જાણે ઠીક. આમ ભૂમિનો પ્રશ્ન તો ઉકેલાશે પણ બેકારી, અસમાનતા, પક્ષાપક્ષી, સત્તાની સાઠમારી ને ખેંચાખેંચ, ઊંચ નીચના ભેદ—આવા અનેકાનેક પ્રશ્નો ને સમસ્યાઓ છે તે બધાં શું "ભૂદાન"થી ઉકેલી શકાશે?

એનો વિનોબાએ ઉત્તર આપ્યો એક અભિનવ, બુનિયાદી વિચારથી : ગ્રામદાન દ્વારા સહયોગી સમાજની, માતૃવાત્સલ્યભર્યા સમાજની—સામ્યયોગી સમાજની સ્થાપના થશે; ગામલોકો જાતે ગ્રામયોજના બનાવવાનો અધિકાર મળશે; તે દ્વારા ગ્રામસ્વરાજ્યની સ્થાપના થશે ને જગતભરમાં કરૂણાનું રાજ્ય સ્થપાશે.

અને આવી બુનિયાદી કરૂણાવૃત્તિને જાગ્રત કરતો ભૂદાન "યજ્ઞ" પ્રગતિને પથે આગેકૂચ કરતો રહ્યો છે, તેનું આરોહણ સતત ચાલુ રહ્યુ છે.

જમીનના નાના નાના ટુકડા શરુશરુમાં માગવાથી આ કરૂણાવૃત્તિ પ્રગટ થઇ. શરુના એ ભૂદાનકાળમાં ૫૦, ૧૦૦ કે ૫૦૦ એકરનો ભૂમિ માલિક થોડીક જમીન આપતો તો કાર્યકર્તા તે સ્વીકારી લેતા.

કરૂણા વ્યાપક થઇ, વધુ ઉદારતાવાળી થઈ. છઠ્ઠા ભાગની જમીન માગવાનું શરૂ થયું. એ પણ એક પગલું જ માત્ર હતું.

આજે હવે કરૂણા વધારે વ્યાપક થઇને આવી છે. હવે તો વિનોબા "ગ્રામદાન" માગે છે. જમીન ઉપરની ખાનગી, વ્યક્તિગત માલિકીનું સ્વેચ્છાથી વિસર્જન કરી જમીનનું ગ્રામીકરણ કરવાની, ઈશ્વરની એટલે કે ગામની સહિયારી માલિકીની બનાવી દેવાની વાત કરે છે.

"સમાજ દેવો ભવ"નો મંત્ર હવામાં પ્રસરી રહ્યો છે. લોકો આખાં ગામનાં ગામ, પોતાની માલકી છોડીને, ગ્રામદેવને

ચરણે ધરવા લાગ્યાં છે ધર્મભૂમિ ભારતમાં સાડાચાર હજારથી વધુ ગ્રામદાન થઈ ગયાં છે.

ઓરિસ્સાના આદિવાસી બંધુઓ તેમાં મોખરે રહ્યા છે. કરૂણાનો વામન હવે વિરાટ બન્યો છે. આ આદિવાસીઓએ "વહેંચીને ખાવ"નો મંત્ર વહેતો કર્યો છે, ને તામિલનાડના શિક્ષિત લોકોએ• એની સ્વીકૃતિ રૂપે સંમતિસૂચક જવાબ આપ્યો છે, બબ્બે ને પાંચ-પાંચ, છ-છ હજારની સો ટકા શિક્ષિત વસ્તીવાળા ગામડા ગ્રામદાનમાં અર્પણ કરીને!

એ સંમતિસૂચક જવાબ મળ્યો છે કેરળમાં પણ,-કે જ્યાં બગીચાની જમીનો હોય છે તેવાં ગામડાં અર્પણ કરીને ગ્રામદાનમાં જાણે કે હોટ જ મૂકવામા આવી છે! જે પ્રદેશમાં કાવેરી નદીનું ૯૬ ટકા પાણી નહેરો વાટે ખેતીમાં વપરાય છે એવા મહીસુર રાજ્યમા પણ ગ્રામદાનનો પ્રવાહ આવી પહોંચ્યો છે.

મહીસુરમાં આ પ્રવાહ પહોંચ્યો ને ત્યા જ, ચેલવાલમાં, જુદા જુદા રાજકીય પક્ષોના નેતાઓની તેમજ કેન્દ્ર અને રાજ્યોની સરકારના પ્રધાનોની એક "સર્વપક્ષી ગ્રામદાન પરિષદ" મળી

રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ અને વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂએ ભવ્ય અંજલિઓ આપી. સમાજવાદી નેતાઓએ ગ્રામદાનને એક અદ્વિતીય-અનોખાં પગલાં તરીકે ગણાવ્યું. સામ્યવાદી પક્ષના આગેવાન ડૉ. ઝેડ. એ. અહમદે ગ્રામદાનની ખૂબ

પ્રશંસા કરી અને એ દ્વારા દેશમાં નૈતિક વાતાવરણ શુદ્ધ થઈ રહ્યું છે એવો નોંધપાત્ર અભિપ્રાય પ્રગટ કર્યો!

અને આપણા વડા પ્રધાને તો વિનોબાને 'એટમ બૉમ્બ' કરતાયે મહાન વિભૂત કહી અંજલિ આપી, ગ્રામદાન પ્રવૃત્તિને એક વિશિષ્ટ પ્રકારની હિલચાલ તરીકે ઓળખાવી, ભારત વાસીઓને ખુલ્લાં દિલે તેમાં સાથ આપવાની વિનતી કરી!

આ રીતે છ–સાત વર્ષના ટુંકા ગાળામાં ભૂદાન "યજ્ઞ" સફળતાપૂર્વક આગળને આગળ વધી રહેલ છે. ભારતના બધા રાજકીય પક્ષોએ ને નેતાઓએ ગ્રામદાનને માન્યતા આપીને એમાં સહયોગ આપવાની જે ઇચ્છા પ્રદર્શિત કરી છે તે આ પ્રવૃત્તિની–આ વિચારની એક મોટી સફળતા છે તાજેતરમાં જ શ્રી વિનોબાજીએ કહ્યું છે કે, ભારતીય નેતાઓના આ પ્રવૃત્તિને મળેલા આશીર્વાદ એ એનો સૌથી મહાન વિજય છે

વિશ્વભરમાં કરૂણાનું રાજ્ય સ્થાપવાની અભિલાષા સેવતા સંત વિનોબા આપણે આંગણે આવી ગયા છે.

ત્યારે ગુજરાતના પછાત ગણાતા એવા વનવાસી લોકોના હૃદયદ્વાર પ્રથમ ખૂલવા લાગ્યાં છે વડોદરા, સાબરકાંઠા, બનાસ કાંઠા અને ભરૂચ જિલ્લાના વનવાસીઓએ વહેંચીને ખાવાના મંત્રને ઝીલી લીધો છે. નાકરની આઝાદી ઝુંબેશમાં મરદાનગી બતાવનાર ખેડા, સૂરતના પાટીદાર ભાયડાઓ, આ યજ્ઞમાં પાછા નહીં રહે, એવી અમને ખાત્રી છે. સવાલ સમયનો છે.

આ પ્રસંગે એક નમ્ર વિનતિ કરી લઉં આવી પવિત્ર પ્રવૃત્તિને કેટલાક લોકો, અંગત સ્વાર્થમા રચ્યા-પચ્યા હોવાને કારણે, બદનામ કરવા પણ સાચા ખોટા પ્રયત્નો કરતા હોય છે ગામમાં જાગૃતિ આવે તો શા માટે તેમને ગભરામણ થવી જોઇએ? પોતાની વ્યવસ્થા ને કારોબારી વહીવટ ગામલોકો જાતે જ કરતા થાય એ તો સહુના માટે આનંદ પામવા જેવું છે

હિંસા-વૃત્તિ અને તિરસ્કારની વૃત્તિને માત્ર કામચલાઉ દબાવી દેવાની જેમા માત્ર વાત નથી પરંતુ લોકહૃદયમાં પડેલા સદ્‌ગુણો અને શુભ વૃત્તિઓને જાગ્રત કરવાથી જ જે યજ્ઞની શરૂઆત થઈ છે, અને જે માનવ-પ્રેમ ને વિશ્વપ્રેમને માર્ગે આગળ વધી રહેલ છે, એ પ્રવૃત્તિમા કોઇનેયે ભય, બીક કે ગભરાટ જેવુ શા માટે લાગવુ જોઇએ? વહેમ-શંકા શા માટે ટકવા જોઇએ? ગ્રામદાનમા કોઇને પણ કશી જાતનો ભય નથી.

## [૨]

દુનિયામા આજે ગરીબી, બેકારી, અસમાનતાને કારણે ચારેતરફ હિંસક ભાવના અને સંઘર્ષની વૃત્તિ નજરે પડે છે. આમાથી ઊઠતા પ્રશ્નો ઉકેલવા અનેક પ્રયોગો થયા છતાં પ્રશ્ન જેમનો તેમ જ રહ્યો છે, બલ્કે નવા પ્રશ્નો ઊભા થાય છે

ભારતમા ભૂદાન આંદોલને, રાજકીય આઝાદીની જેમ આર્થિક આઝાદી માટે પણ નવો જ રાહ ચીંધ્યો અહિંસાથી

ઓતપ્રોત થએલો, પ્રેમ–ધર્મને પાયો માનીને ચાલનારો, બધામાં રહેલી સદ્દવૃત્તિઓને જગાડનારો "દાન–યજ્ઞ"નો પવિત્ર પુનિત માર્ગ!

"પીંડે સો બ્રહ્માંડે"ની માફક, જે ગામમાં છે તે વિશ્વમાં છે અને એ બધું વિશ્વમાં પણ વ્યાપેલું છે. એટલે, ગામલોકો પોતાના ગામમાં પ્રેમ–ધર્મ અંગિકાર કરી, સૌને દુઃખે દુઃખી ને સૌને સુખે સુખી થવાનો સંકલ્પ કરે. આ થયો ગ્રામદાનનો સંકલ્પ.

આવો સંકલ્પ કરનારાં લોકો પોતાના સુખ–દુઃખમાં બીજાઓને સામેલ કરવાનો નિર્ણય કરે છે. આ નિર્ણય પાછળ જે પ્રાણતત્ત્વ છે, તે એ છે કે બધું પરમેશ્વરનું છે. જમીન કે ઉત્પાદનનાં બીજાં તમામ સાધનો, શ્રમ-શક્તિ, બુદ્ધિ-શક્તિ, બધું જ પરમેશ્વરની દેન છે.

એને ભગવાનની વસ્તુ માનીને પ્રસાદના રૂપમાં જે મળે તેનો સ્વીકાર કરી, સૌનાં સહિયારાં સુખ માટે પુરુષાર્થ કરી છૂટવાનો સંકલ્પ તે ગ્રામદાન!

આમાં માત્ર જમીનની માલિકીનું વિસર્જન કરવાની અથવા તો જમીનની ફેર-વહેંચણી જ મુખ્ય વસ્તુ નથી. કુટુંબ-ભાવનાનો સ્વીકાર અને તેનો વ્યાપકતામાં વિકાસ, એ જ ગ્રામદાનનો પાયો છે. ગામ એક કુટુંબની જેમ રહી શકે, તો "વસુધૈવ કુટુમ્બકમ્"ની ભાવના વિશ્વમાં ફેલાય, વિશ્વબંધુ-

વની ભાવના જાગે અને પરિણામે વિશ્વશાંતિ સ્થપાય!

વિજ્ઞાને વિશ્વને વિનાશને આરે આણી મૂક્યું છે આજનો યુગ પ્રશ્ન "વિનાશ" કે "વિકાસ"નો છે વિજ્ઞાને અણુ-શક્તિ જેવી મહાન શક્તિની શોધ કરીને માનવજાતિને આશ્ચર્યમા ગરકાવ કરી દીધી છે!

વિજ્ઞાનનો સદુપયોગ અને દુરુપયોગ બન્ને શક્ય છે એટલે જ શ્રી વિનોબાજી કહે છે કે વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો યોગ થાય તો જ વિશ્વમા સલામતી સર્જાય

વૈજ્ઞાનિક આધ્યાત્મિકતા જ આજના યુગ-પ્રશ્નોનો એક માત્ર જવાબ છે એટલા માટે જ વિજ્ઞાનમાથી સહકાર અને આત્મજ્ઞાનમાથી અહિંસા એ બનેનો સયોગ કરીએ તો જ એ શક્ય બને

ગ્રામદાનમા આ બને વસ્તુઓ સધાય છે સહકાર અને પ્રેમ, એ બેઉ ગ્રામદાનના પાયા છે

આ રીતે યુગપ્રશ્નને ઉકેલવાની એકમાત્ર ચાવી ગ્રામ-દાનમા રહેલી છે અને એટલે જ ગ્રામદાનને શ્રી વિનોબાજી વિશ્વશાતિ માટેનો સક્રિય "વોટ" કહે છે

ગ્રામદાન એ ગ્રામસ્વરાજ્યના વિચારના સ્વીકારનુ પહેલુ પગલુ છે ગામની એક વ્યક્તિ પણ આ વિચારનો સ્વીકાર કરીને કહે કે, હુ જમીન તેમ જ અન્ય ઉત્પાદનના સાધનો

વગેરે ઉપરનો મારો માલિકી હક ઉઠાવી લઉ છુ અને મારા જીવનમા બીજા માટે સ્થાન બનાવુ છુ, તો તે પણ ગ્રામદાનની દિશામા પહેલુ પગલુ કહેવાય જેમ પર્વતના ચડાવની ટુંપો (મુકામો) હોય છે, તેમ ગ્રામદાન આરોહણમા પણ ચડાવના મુકામો છે એની પહેલી, બીજી વગેરે ટુંપોને ઓળખવા માટે થોડા "નામ" આપ્યા છે જેમ કે, ગ્રામ-સંકલ્પ ગ્રામસમર્પણ, ગ્રામ પરિવાર, ગ્રામદાન ગ્રામ સ્વરાજ્ય

ગામના લોકો નક્કી કરે કે અમે આજ પછીથી મિલનુ કાપડ વાપરીશુ નહી કે બહારની બનાવટની ચીજો ઓછામા ઓછી અથવા ન મળે તો જ બહારની આવશ્યક ચીજો ઓછામા ઓછી વાપરીશુ અને જીવન જરૂરિયાતની મુખ્ય ચીજો જે ગ્રામોદ્યોગોની કે ગામમા બનેલી હશે તે જ ચીજો વાપરીશુ, તો તેને ગ્રામસંકલ્પ કહેવાય આ સંકલ્પ દ્વારા લોકો ગ્રામ સ્વરાજ્ય'ના વિચારની નજીક આવશે

ગામની એક વ્યક્તિ કે વધારે વ્યક્તિઓ એવો સંકલ્પ કરે કે અમે ઉત્પાદનના અમારા સાધનો ગામને સમર્પણ કરીએ છીએ, તો આપણે તેને ગ્રામ સમર્પણ કહીશુ અખિલ ભારત સર્વ સેવા સંઘે આને માટે 'ગ્રામ પરિવાર' શબ્દ પસદ કર્યો છે

આવા ગ્રામ-પરિવારો એ ગ્રામદાનનુ એકમ બનશે છેવટે તો ગ્રામદાન કુટુંબની ભાવનાના વિકાસ તથા વ્યાપકતા માટે જ છે એક કુટુબ એકલુ પણ આવી પહેલ કરી શકે જેમ જેમ

આવાં કુટુંબો વધતાં જશે, તેમ તેમ ગામ ગ્રામદાન તરફ આગળ વધતુ જશે.

જમીન-વિહોણા માણસો પણ શ્રમ-શક્તિનું સંયોજન કરી શકે અને એ રીતે ગ્રામ-સમર્પણ કરીને ગ્રામસ્વરાજ્યના માર્ગે જઈ શકે. આમ, ગ્રામ-સમર્પણ એ ગ્રામદાન જ છે. માત્ર સમજણ માટે, મુકામો પડાવોને ઓળખવા માટે, એ એક નામ રાખ્યું છે.

આવા કુટુંબોની સંખ્યા વધીને એક ગામમા રહેતાં લોકોના ૮૦ ટકા જેટલી થાય, તો એને ગ્રામદાન કહેવાય એમાં બીજી પણ એક ખાસ વાતનો સમાવેશ થાય છે કે, ગામની ખેડાઉ અને ખેતીલાયક જમીનના રકબાનો ૫૦ ટકા (અર્ધોઅર્ધ) ભાગ સામેલ થયા હોય આમ, ગામમા રહેતી ૮૦ ટકા વસ્તી, ૫૦ ટકા જમીન અને ² (બે-તૃતિયાંશ) ખાતેદારો સામેલ થયા હોય તેને ગ્રામદાન કહેવાય. ‍ ડા । રાજ્કારે જે ગ્રામદાન અંગે કાયદો કર્યો છે તેમા ⅔ જમીન માલિકોનો હિસ્સો અને ૪૦ ટકા જમીન ગણી છે. આ રીતે સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે કાંઇક ફેરફાર બધે રહેશે. પણ દિવાદાંડી તો ઉપર આપી તે સર્વ સેવા સઘની વ્યાખ્યા જ ગણાશે.

અહીં એક પ્રશ્ન થશે :- જમીન વિનાના, અથવા સાવ ઓછી જમીનવાળા ગામમાં મોટે ભાગે હોય તો, અને મોટા ભાગની જમીન ધરાવતા કાં બહારગામ રહેતા હોય અને કાં

બે ચાર જણા જ હોય, તો શુ ગ્રામદાન ન થાય?

ગ્રામદાન જરૂર થાય ગ્રામદાન એટલે એકલી જમીન જ નહી કુટુબ-ભાવનાનો વિકાસ અને તેને વ્યાપક કરવાનો સ્વીકાર એ જ ગ્રામદાન છે એટલે શ્રમવાનો પણ મળીને ગ્રામદાન કરી શકે એને "ગ્રામ-સમર્પણ" અથવા "ગ્રામ-પરિવાર" એવા શબ્દોથી આપણે ઓળખીશ વ્યાખ્યાની સમજણ માટે આવા જુદા જુદા ઉલ્લેખ કર્યા છે લાભ સૌને સરખા જ મળશે, હક પણ સરખા જ રહેશે

કેટલાક ગામોમા "ફળિયા" અથવા "પાડા" કે "પાટી" હોય છે તેઓ પણ ગ્રામદાન કરી શકે બધા ભેગા ન થાય તોયે જેની જે ફળિયાની ઇચ્છા હોય તે એકલા પણ ગ્રામદાન કરી શકે એમને માટે પણ વસ્તી અથવા જમીનના રકબાના, ઉપર બતાવેલા, "ગ્રામદાન" માટેના ટકા લાગુ પડશે વળી, ગ્રામ-પરિવાર (ગ્રામ-સમર્પણ) તો ગમે ત્યા અને ગમે ત્યારે શરૂ કરી શકાય

[૩]

લોકો પૂછે છે ગ્રામદાન તો થયુ, પણ એની વ્યવસ્થા કેવી રીતે ગોઠવાય છે તેની સ્પષ્ટ સમજુતી આપો! હવે અહી આપણે ગ્રામદાન પછી શુ?—એ અગે વિચાર કરીએ

ગ્રામદાન થયુ એટલે ગામના લોકોએ પોતાની જમીન, પોતાનો શ્રમ અને અન્ય ઉત્પાદનના સાધનો ઉપરના વ્યક્તિગત અધિકાર ઉઠાવી લેવાનો નિર્ણય કર્યો છે

વ્યક્તિગત અધિકાર ઉઠાવી લીધા પછી એની કાઇક વ્યવસ્થા તો ગોઠવવી જ જોઇએ ને? એટલે એ બધી સંપત્તિ અને સાધનોને ગ્રામદેવતાને ચરણે ધરવામા આવે છે આ વિધિને અર્પણ-વિધિ કહેવાય

લોકો હોંશે હોંશે પોતાના જીવનનો જેને એકમાત્ર આધાર ગણતા હતા તે જમીન, ઉત્પાદનના સાધનો ભગવાનને ચરણે અર્પણ કરે છે આ ઉત્સવમા સાક્ષી તરીકે આસપાસના સજ્જનો અને બહારના સેવકો હાજર રહેતા હોય છે તેઓ ગ્રામલોકોને આશીર્વાદ આપે છે અને ભવિષ્યમા કરવાના કાર્યોનો માર્ગ ચીંધે છે

અહી એક સવાલ થશે કે, અર્પણ થયા પછી જમીન તો લોકો પાસે જ રહેશે ને? તો પછી ફેર શો પડયો?

હુ તમને પૂછીશ રસ્તામા પડેલો પત્થર અને મંદિરમા દેવના રૂપના પધરાવેલા પત્થર—એ બે વચ્ચે શો ફેર છે? હા, પત્થર તો બને છે; પણ તમે જ તરત જ કહેશો કે મંદિરના પત્થરમા ભાવનાની પ્રતિષ્ઠા કરવામા આવી છે તેથી ત્યા માથું ઝૂકે છે, અને પેલો રસ્તાનો પત્થર તો પત્થર જ છે એટલે એ ઠોકરે ચડે છે

બસ, એવી જ રીતે ગ્રામદાન પહેલા જે જમીન કે સાધનો હતા તેના ઉપર વ્યક્તિનો માલિકીભાવ હતો, માલિકી-હક હતો, અધિકારભાવ હતો ગ્રામદાનમા અર્પણ કર્યા પછી જમીન અને

સાધનોનો એની એ વ્યક્તિ કર્તવ્યભાવથી ઉપયોગ કરશે અને એને ભગવાનની ભેટ માનીને એની સારી માવજત કરશે.

પારકાની વસ્તુ આપણે વેચી ન શકીએ એટલે એ વ્યક્તિ હવે એ જમીનને, ઉત્પાદનના સાધનોને કે શ્રમ શક્તિને વેચશે નહીં. સમાજને અનાજ જો સસ્તું જોઇતુ હોય તો અનાજ ઉત્પાદનનું મુખ્ય સાધન જમીનની કીમત હોઇ શકે નહીં. અને ઉત્પાદનના જરૂરી ઓજારો પણ નહીંવત્ ખર્ચે ખેડૂતને મફતમાં જોઇએ જમીન અને ઉત્પાદનના ઓજારો એને જ મફતમાં જોઇએ જે એનો પોતે ઉપયોગ કરવા માગે છે. આનું જ નામ ગ્રામીકરણ ગ્રામદાનનો સંકલ્પ આ દિશામાં આગળ વધવાનું બળ આપશે

ઉપરના સંકલ્પને સિદ્ધ કરવા માટે કાંઇક સંયુક્ત પ્રયત્ન પણ જોઇએ. એટલે ગ્રામદાન કરીને ગામ કુટુંબ–ભાવનાનો સ્વીકાર કરે છે. એટલે એ કુટુંબ સુખી અને સમૃદ્ધ બને તે માટે એની કાંઇક વ્યવસ્થા પણ ગોઠવાય છે.

ઘરદીઠ એક એક પ્રતિનિધિ લઇને એમની એક ગ્રામસભા બને છે. આ ગ્રામસભામા ગામના આબાલવૃદ્ધ સૌ હાજર રહી શકે, અભિપ્રાય આપી શકે.

ગ્રામસભા ગામનાં બધાં જ કામોનો અને ગામ સમગ્રનાં હિતનો વિચાર કરે. ગ્રામજીવન કેવી રીતે સુખમય બને તેનો ખ્યાલ રાખીને આયોજન કરે, યોજનાઓ બનાવે.

ગામના જુદા જુદા કામો માટે જુદી જુદી સમિતિઓની રચના કરે જેમ કે ગામની ખેતી સારી રીતે થાય, એમાં પદ્ધતિસરની ખેડ થાય, ખાતર નખાય, સારૂ બી બિયારણ વપરાય, અને સમયસરની વાવણી વગેરે કામો થતા રહે તેની વિશેષ કાળજી રાખે

તેવી જ રીતે ગામનુ અને ગામની સીમનુ રક્ષણુ તથા ગામના શિક્ષણકાર્ય વગેરે માટે પણ અમુક અમુક અનુભવી ઓની પસદગી થાય

ગામના કાચા માલનો વ્યાજબી ભાવ મેળવવા તેમ જ ગામને જરૂરી વસ્તુઓ યોગ્ય ભાવે પૂરી પાડવા માટે એક ગ્રાનભડારનુ સચાલન પણ ગ્રામસભા કરે

આ બધા અમુક નિશ્ચિત વખત સુધી ગામના કાર્યો કરે સમય પૂરો થઇ જતા પોતાની મેળે જ એ સમિતિઓ વિખરાઇ જાય આને આપણે 'ફન્કશનલ કમિટીઓ' જેવી ગણી શકીએ ગામમા થતી નાની મોટી તકરારો ગામમા જ પતે મતલબ કે ગામની જરુરિયાતો ગામમા જ પેદા થાય અને બધાને તે જરૂરિયાત પ્રમાણે મળી રહે

ગ્રામસભા બધા જ કામો સર્વ સામતિથી જ કરશે ખાસ પ્રસગોએ લગભગ સર્વસમ્મતિ જેવી સ્થિતિમા અમુક કામને લગતા નિર્ણયો કરવા પણ પડે એની દૃષ્ટિ સર્વસામતિના સિદ્ધાન તરફ જ રહેશે

ગ્રામદાન પછી ગામમાં સ્વાર્થ ભિન્ન ભિન્ન નહી રહે સ્વાર્થ-ઐક્ય હશે એટલે આજે દેખાય છે તેવી ખેંચાખેંચ નહીં હોય. ગ્રામપંચાયતોમા થઈ રહ્યું છે તેમ ત્યાં સત્તા માટેની કોઈ પડાપડી નહીં થાય.

ગ્રામદાન પછી સ્થપાનારી ગ્રામસભાનું પ્રથમ કાર્ય હશે ગ્રામકુટુંબમાંથી બેકારી અને લાચારીને જાકારો આપવાનું!

એટલે ગ્રામજનો ભેગા મળીને નિર્ણય કરશે કે સાધન વિનાનાં લોકો ગામમાં કેટલાં છે. પછી તરતજ સાધનવાળા ભાઇઓ પોતાનાં અધૂરાં સાધનોમાંથી પણ થોડું થોડું આપીને એમની સાધનહીનતાને દૂર કરવાનો પ્રયત્ન કરશે.

મૈત્રી સરખે સરખા લોકોનાં જ થઈ શકે. એ નિયમ મુજબ ગામ આ રીતે મિત્રભાવની શરૂઆત કરશે. આને જ શ્રી વિનોબાજી સખ્યભક્તિ કહે છે.

ટુંકમાં કહીએ તો એમ કહી શકાય કે બેકારી - નિવારણ પહેલાં થશે અને ત્યારબાદ આયોજન થશે. આયોજનનો પાયો અથવા આધારસ્થંભ સખ્ય-ભક્તિ બનશે, એટલે કે સખાભાવ, કુટુંબભાવ હશે; પુરૂષાર્થ માટેનું પ્રેરક તત્ત્વ કુટુંબભાવ બનશે.

આ કારણે ગ્રામજનો ઉત્સાહપૂર્વક પોતાના વિકાસ માટે પ્રયાસો કરશે. આનાં પ્રત્યક્ષ ઉદાહરણો જેમને જોવાં હોય તેઓ ગ્રામદાની ગામોમાં ચાલી રહેલા પુરૂષાર્થને જઇને નજરે જુએ!

નાનું સરખુ ઉત્તર પ્રદેશમાં આવેલું મગરોઠ ગામ, જેનાં લોકોમાં પીવાનાં પાણી માટે પણ એકાદ કૂવો ખોદવાની પ્રેરણા કે ઉત્સાહ નહોતાં– શકિત હતી તે વેડફાતી હતી– તે લોકો ગ્રામદાન કર્યાં પછી, છ માઈલ દૂરથી પસાર થતી નહેરનાં પાણીને ગામમાં ખેંચી લાવ્યા !!!

આપણા ગુજરાતનું જ ઉદાહરણ આપું : ગુજરાતના પ્રથમ ગ્રામદાની ગામ ગજ્જલાવાટના લોકો ગંદા કોતરનું પાણી પીતાં ! જમીનમાં પાણી ઊંચે જ હતાં છતા કૂવો ખોદવાનો આજ પહેલાં કયારેય પુરુષાર્થ થયો નહોતો, પ્રેરણા થઈ નહોતી ! ગ્રામદાન થયા પછી એક જ વર્ષમાં ત્રણ ત્રણ કૂવા–ને તે પણ તે જ આળસુ ને બેદરકાર ગણાતા ભીલભાઇઓએ ખોદીને તૈયાર કર્યાં છે !

ગામના ગરીબ નાયક ભાઇઓને રહેવા માટે ૮×૮ ફુટની પૂરી છાપરી પણ નહોતી. એવાં ત્રણ કુટુંબો માટે ગામ સમસ્તના ભીલ, કોળી અને બીજા તમામ લોકોએ સાથે મળીને પોતાનાં જેવાં જ મકાનો કરી આપ્યાં છે. આનો પ્રવાહ અને પરંપરા આખા ગ્રામદાની વિસ્તારમાં જોવા મળશે.

લોકોનો પુરુષાર્થ જ્યારે પ્રોત્સાહિત થાય છે, ત્યારે તેમાંથી એક પ્રચંડ લોકશકિત પ્રગટ થાય છે. આ શક્તિને જ વિનોબાજી જનશકિત કહે છે.

[૪]

આપણે જોયું કે ગ્રામદાન પછી પ્રજામાં જે ઉત્સાહ પેદા થાય છે તેને કારણે તેનો પુરુષાર્થ દીપી નીકળે છે. સામૂહિક પુરુષાર્થ કેવાં પરિણામો લાવી શકે છે તે પણ આપણે જોયું. હવે આપણે ગ્રામદાન પછીની રાજ્ય વ્યવસ્થાનો થોડો વિચાર કરીએ.

જ્યાં સમાજ કે કુટુંબ હોય, ત્યાં જ તેના વિકાસ કે વ્યવસ્થાની ગોઠવણ કરી શકાય. આજે તો નથી સમાજ કે નથી કુટુંબ!

કર્મસંજોગે નજીક-નજીક ઘર હોય છે, કર્મસંજોગે સાથે રહેવું પડે છે કે સાથે કામ કરવું પડે છે એટલું જ! દરેકને એકબીજાની ચિંતા ન થતી હોય, ત્યાં કુટુંબ-ભાવના કે સમાજ—ભાવના ક્યાંથી આવી શકે?

પછી જાનવરમાં ને મનુષ્યમાં ફેર શું? જંગલમાં જાનવરો પણ સાથે તો રહે જ છે ને એકબીજાનું ભક્ષણ કરીને જીવે છે. આવી જ રીતે જો મનુષ્ય સમાજ પણ જીવતો રહે, તો માનવ અને પશુ વચ્ચે ભેદ જ ન રહે!

આપણે સુખી કુટુંબ કોને કહીએ છીએ? સુખી કુટુંબમાં ચાર પાંચ ભાઈ-બહેનો હોય; મા બાપ હોય; સહુ કોઈ પોતાનું કામ સારી રીતે કરતું હોય; કુટુંબમાં નાનાં હોય તે કામ ઓછું કરે, છતાં તેમને જ દૂધ-ઘી અપાય, માંદા

બિલકુલ કામ ન કરે છતાં સહુથી વિશેષ ધ્યાન તેમનું જ રખાય; નાનાં હોય તે મોટેરાંની મર્યાદા જાળવે ને મોટાં હોય તે નાનાંઓના વિકાસની ચિંતા કરે. સારાંશ, સહુ એકબીજાના સુખ–દુઃખની ચિંતા કરે તે જ સુખી કુટુંબ કહેવાય.

એ જ પ્રમાણે, જે સમાજમાં સહુ બીજાનાં સુખ–દુઃખ ને હેમક્ષેમની ચિંતા કરતાં હોય તે જ સુખી સમાજ કહેવાય.

આજે સમાજની કે કુટુંબની કોઈ ભૂમિકા જ નથી. અને એટલે જ આજની રાજ્ય વ્યવસ્થામાં આખા સમાજના વિકાસનો કે વ્યવસ્થાનો વિચાર સાર્થક થતો નથી.

વિકાસ તો થાય છે તેનો કે જે માથાભારે છે, પૈસાદાર છે, જમીનદાર છે. અને એમની જ સુરક્ષા માટે કેમ જાણે આખીયે રાજ્ય વ્યવસ્થા કામ કરી રહી ન હોય, તેવું આજે દેખાય છે! એટલે જ અમીરી અને ગરીબીનાં 'નગ્નકરણનો માર્ગ ગ્રામદાન ચીંધે છે.

ગ્રામદાનમાં પહેલાં સમાજ અને કુટુંબ બને છે અને પછી એની વ્યવસ્થાનું આયોજન કરવામાં આવે છે.

"પંચ અને પરમેશ્વર"નું સૂત્ર ભારતીય સંસ્કૃતિમાં ઓતપ્રોત થયું હતું. અંગ્રેજોની પહેલા ભારતમાં અનેક વિદેશી રાજ્યો આવ્યાં. અંદરોઅંદરના રાજ્ય-પલટાઓ અનેકવાર થયા પણ એની અસર ગ્રામજીવન અને ગ્રામ વ્યવસ્થા ઉપર વધારે થઈ શકી નહીં. એનું કારણ એ હતું કે ગ્રામપંચાયતો જ

બાનનો બધો વહીવટ ગામના હિતમા કરતી રાજ્ય એમા બહુ માથું મારતુ નહી ।

અગ્રેજોએ આનો બારીકાઈથી અભ્યાસ કર્યો અગ્રેજ રાજ્યના મૂળ ઊંડા નાખવા માટે ગામડાની વ્યવસ્થા રાજ્યે હાથમા લીધી, અને એ રીતે ગામડા સુધી રાજ્યનુ વર્ચસ્ ફેલાયુ ।

આઝાદી પછી પણ એમા બહુ ફેરફાર થયો નહી દિલ્હીની રાજ્યની પકડ ગામડાઓ ઉપર વધારે મજબૂત થવા લાગી પરિણામે ગામના પોષણ, શિક્ષણ અને રક્ષણ માટે રાજ્ય ઉપર આધાર રાખતા થઈ ગયા

બીજા એક આદિવાસી ગામમાં અમારા સાથી ગ્રામદાન-પ્રવાસે ગયેલા. ત્યાં એક આદિવાસી ભાઈએ પૂછ્યું: તમારી બધી વાત તો ખરી, પણ આ 'પંચાયત' શું છે? અમારાં ગામમાં ઘર અમે જ બંધાવ્યાં છે. એ કાંઈ સરકારે બાંધ્યાં નથી છતાં ઘરદીઠ અમારી પાસેથી રૂપિયા શેના ઉઘરાવે છે?" આ છે પંચાયત વિષે લોકોનું જ્ઞાન! અને જ્યાં પંચાયતો ચાલે છે, અને જેની પ્રશંસા પ્રધાનો છાશવારે કરે છે, તેની હાલત પણ જોવા જેવી છે!

પંચાયત બહુમતિથી ચુંટાય છે. એમાં સરપંચ બને છે ગામનો જમીનદાર, પૈસાદાર કે વધારે ભણેલો અથવા લાગ-વગવાળો — જેમ જંગલનો રાજા સિંહ. અને સિંહનું લક્ષણ શું? તો કહે કે બધાનું ભક્ષણ કરવું!

વળી, પંચાયતમાં કોણ કોણ કેવા કેવા હશે તે પણ જોઈ લો: પાંચ-સાત પંચો; બધા નાતને જોરે, પૈસાને જોરે ચુંટાયેલા!

જમીનદારનો પ્રતિનિધિ પંચાયતમાં કહેશે કે આપણા ગામમાં મજૂરીનો દર બહુ વધારે છે તો તે ઓછો કરો! મજૂરોનો પ્રતિનિધિ કહેશે કે મજૂરીના ભાવ વધારો! શાહુકાર વેપારી કહેશે કે આપણે નિશાળની શું જરૂર છે? એમના છોકરા ખેતી કરશે કે બેઠા બેઠા ભણશે? અમલદારનો કોઈ વંશજ કે પ્રતિનિધિ કહેશે કે લોકો માત્ર ઠંડા પડી ગયા છે;

એમને જરા ગરમ કરો! ઝઘડા થાય તો જ એની ઘાક ચાલે ને?

આમ, અમલદારને ગામમાં ઝઘડા હોય તેમાં રસ, જમીનદારને મજૂરો મફતના ભાવમાં મળે તેમાં રસ; અને ખેતમજૂર ! અડધું–પડધું પણ પેટ ભરવામાં રસ!

આમ ગામની સેવાને બદલે, બધા ભેગા મળીને ગામને વેરવિંખેર કરી રહ્યા છે.

એટલે જ તો પચાયત જે એક ધર્મવાચી શબ્દ હતો, તેનો અર્થ હવે 'પંચાત' અથવા 'તકલીફ' થઈ ગયો છે!

જ્યાં ગામોમાં જુદા-જુદા સ્વાર્થો હોય, ત્યાં પંચાયતો બનાવવી તે એકદમ બેહુદો વિચાર છે. આવી પંચાયતો કેટલાંક ગામો માટે **શોષણનું** તો કેટલાંક માટે **શાસનનું** સાધન બની રહી છે. સાધારણ માણસ આમાં બન્ને બાજુથી કચડાઈ રહ્યો છે.

'પચાયત' એ વ્યવસ્થાનું સૂચન કરતો એક શબ્દ છે. વ્યવસ્થા તેની જ થઈ શકે જ્યા કુટુંબ-ભાવના કે સમાજ-ભાવના હોય; જ્યાં એકરસતા હોય, સમાન હિત હોય

ગ્રામદાનમાં વ્યક્તિગત માલિકીનું અનિષ્ટ દૂર થતાં, સ્વાર્થ ઐક્ય અને સમાન હિતની ભૂમિકા મળી રહે છે. એટલે જ ગ્રામદાની ગામમા "પંચાયત"ને બદલે શ્રી વિનોબાએ "ગ્રામ-સભા" શબ્દ સૂચવ્યો છે,

ગામનાં પુખ્ત વયનાં બધાં જ ગ્રામસભાના સભ્યો બનશે–ગણાશે. તેઓ જ કામગીરી માટેની બધી સમિતિઓ રચે. આ સમિતિઓ ગામનાં પોષણ, શિક્ષણ અને રક્ષણનાં મૂળભૂત કામો પોતાના હાથમાં લે, કે જેથી રાજ્ય ઉપરનો (સરકાર ઉપરનો) બોજો ઓછો થાય અને ગ્રામ-પ્રજાની શક્તિને પ્રેરણા મળે; પ્રેરણાથી પુરુષાર્થને અવકાશ સાંપડે અને પરિણામે ગામનાં સુખ સમૃદ્ધિમાં ઉમેરો થાય.

આવી ગ્રામસભાઓ આવતા કેટલાક સમય સુધી રાજ્ય સાથે (સરકાર અને વહીવટી તંત્ર સાથે) સંબંધો રાખશે. ગ્રામસભાઓ પોતાનાં "ફેડરેશન" રચશે અને એ રીતે ગામથી જુથ, જુથથી તાલુકો, તાલુકાથી જિલ્લાઓ, જિલ્લાઓથી પ્રાંતો અથવા પ્રદેશો અને પ્રાંતોથી મધ્યસ્થ (કેન્દ્ર) સરકાર સુધી સળંગ સૂત્રે વ્યવસ્થા સંકળાયેલી રહેશે. મધ્યસ્થ સરકાર પર-રાષ્ટ્રો સાથે સંબંધ રાખશે ને સંકળાયેલી રહેશે.

પરંતુ આ વ્યવસ્થામાં, ગ્રામદાન પછીનું ગામડું કૂપમંડુક હશે–બનશે એમ કોઈ ન માને. પોતાના આંતરિક કારોબારમા ગામડું સંપૂર્ણપણે સ્વતંત્ર જ રહેશે–બનશે. પડોશનાં ગામો સાથે એના સંબંધો મૈત્રીના સંબંધો હશે અને એ મૈત્રી તાલુકા, જિલ્લા, પ્રાંત, દેશ અને પરદેશ સુધી ફેલાયેલી રહેશે, એનો પાયો " સખાભાવ " હશે, આજની માફક લાચારી નહી હોય.

જુના જમાનાની ગ્રામ-પંચાયતો સર્વતંત્ર સ્વતંત્ર હતી, પણ એમાં બે તત્ત્વો ખૂટતા હતા એ પંચાયતો તૂટી જવા પાછળ બીજાં અનેક કારણો હશે, પણ આ બે કારણો મહત્ત્વના હતા :–

એક તો એ સમયની પંચાયતોમાં સમાનતાની પૂરી ભૂમિકા નહોતી વળી, માલિકીપણાનો ભાવ આજે છે તેના કરતા ઓછે અંશે પણ હતો તો ખરો જ.

બીજુ કારણ એ હતુ કે એમનો સંબંધ વ્યાપક નહોતો. કૂપમંડૂક જેવી દશા હતી કૂતરા ભસે ત્યારે ખબર પડે કે બાજુમાં બીજુ ગામ છે—લગભગ આવી દશા હતી ! એટલે કુદરતી આફતોનો સંગઠિત સામનો એ ન કરી શકી

આ બંને દોષો ગ્રામદાન પછી રચાનારી ગ્રામસ્વરાજ્યવાળી ગ્રામસભાઓમાં નહી રહે

આજની કેન્દ્રિત સત્તાને વિકેન્દ્રિત બનાવવાની, અહિંસક પ્રક્રિયા ગ્રામસભાથી જ શરૂ થશે

મહેસુલખાતાનો વ્યાપક પંજો અને બોજો ગામ ઉપર હોય છે. ગ્રામદાની ગામની જમીનની માલિકી આ ગ્રામસભાની થશે. એટલે, સરકારને ચોપડે માત્ર એ ગામનો કુલ રકબો અને એની જમાબંધીનો (મહેસુલનો) આંકડો જ લખાયેલો હશે. બાકી આજે જે પહાણી-પત્રક, વારસા હક વગેરે અનેક કામ રાજ્ય હસ્તક હોય છે તે કાંઈ રહેશે જ નહી. જે થોડું દેશની રીતે

જરૂરી હશે, તે ગામને ચોપડે રહેશે.

પાક ઊતરી ગયા પછી મહેસુલની બધી રકમ ગ્રામસભા ભેગી કરીને સરકારને સોંપી દેશે. સરકાર સામેથી કહેશે કે, "ભાઈ, તમારા ગામમાં અમારે વ્યવસ્થાનું ખર્ચ કરવું પડતુ નથી એટલા માટે આટલી બધી રકમ અમને ન જોઈએ; થોડી જ આપો!"

ગામ જાતે જ શિક્ષણ અને રક્ષણનુ કામ પણ પોતાના હાથમાં લઈ લેશે. આમ, સરકારનો ભાર-બોજો સાવ ઓછો થઈ જવાનો! પછી સરકારને નામમાત્રની રકમ ગામ આપશે.

આ રીતે ગામના હાથનાં સત્તા આવતી જશે, કેન્દ્રિત સત્તા ઓછી થતી જશે.

અને આવું થશે તો જ કેન્દ્રમાં બેઠેલા આપણા શુભ ચિંતકો દેશને દોરવણી આપવા માટે નિરાંતે સદ્વિચારો કરી શકશે. આજે તો એટલો બોજો ઉપાડવો પડે છે કે કેટલાને તો ઇંજેકશન આપીને ઉંઘાડવા પડે છે! નિરાંતે વાંચવા-વિચારવાની આજે એમને ફુરસદ જ કયાં હોય છે?

દેશનાં આવાં રત્નોનો ચળકાટ ઝાંખો પડી રહ્યો છે. એમને ફરીથી તેજસ્વી કરવા માટે પણ સત્તાનાં વિકેન્દ્રીકરણની જરૂર છે.

ખાસ કરીને સત્તાના વિકેન્દ્રીકરણ માટે જ બંધારણમાં પંચાયતની જોગવાઈ કરી. પરંતુ પરિણામ આપણે જોયું કે

સત્તાની પકડ ઊલટાંની વધી પડી! વરસભરમાં એકાદ ઘા કાગળના વપરાશથી ગામનું દફતર સંભાળાતો તલાટી બે-બે રીમ કાગળ વાપરતો થયો!

ઉપરનાં વિધાન ઉપરથી જોઈ શકાશે કે દેશમાં સુખ, સમૃદ્ધિ, શાંતિ અને સલામતી વધારવાં હશે, તો ગામડાંને આઝાદ કરવાં પડશે. ગ્રામદાન એ ગામડાંની આઝાદીનો એકમાત્ર ઉપાય છે.

ગ્રામદાની ગામડું "મારૂં ગામ અમર રહો" કે "મારો દેશ અમર રહો"—એવું નહી બોલે. એને મુખે તો આજથી જ "જય જગત્"નો નાદ પૂ. વિનોબાજીએ ગૂંજતો કરાવ્યો છે.

ગ્રામદાનની રાજ્ય-વ્યવસ્થા જ વિશ્વભરના સ્વપ્નદ્રષ્ટાનાં સ્વપ્નને સિદ્ધ કરીને "એક વિશ્વ"ની સ્થાપના કરી શકશે; અને "વસુધૈવ કુટુંબકમ્"ની ભાવનાને મૂર્તિમંત કરી શકશે.

[ ૫ ]

"બધું ભગવાનનું છે" — એવી ભાવનાથી ગ્રામદાનમાં જોડનારાં ગ્રામવાસી લોકોને વ્યવસ્થાની તેમ જ પદ્ધતિસરનાં આયોજનની જરૂર તો રહેવાની જ. આ દૃષ્ટિથી ગ્રામદાની ગામમાં, ગ્રામ સ્વરાજ્યની સ્થાપના માટે આધાર-સ્થંભ ગણાતાં બે મહત્ત્વનાં અંગો "ગ્રામ વ્યવસ્થા" અને "ગ્રામ-આયોજન" વિષે હવે વિચારીએ..

ગ્રામદાનમાં પહેલો સંકલ્પ થયો કે કોઇ ભૂખ્યું દુ:ખિયું

ન રહે. એટલે ઓછાં-અધૂરાં સાધનો પણ પરસ્પરમાં વહેંચી લીધાં હોય. હવે ઉત્પાદન કેમ વધારવું એનો વિચાર થાય. એ માટે, સ્વાભાવિક જ છે કે, સહુથી પહેલાં ખેતી-સુધારણા ઉપર ધ્યાન જાય.

લોકો નક્કી કરે કે આપણે પાળા બાંધીએ, ખાતર તૈયાર કરીએ, સારું બી-બિયારણ લાવીએ. અને આયોજન એવી રીતે કરીએ કે ગામમાં આટલી વસતી છે, અને **એ વર્ષ ચાલે તેટલું અનાજ** પકવવું છે, તો કેટલી જમીનમાં અનાજ વાવવું રહેશે. વળી, કપડા માટે કેટલો કપાસ નાખવો ને તેલ-મરચું વગેરે રોકડ ખર્ચની ચીજો માટે કેટલી જમીનમાં રોકડિયા પાક પકવવા — આ બધું આયોજન ગણતરીપૂર્વક કરીએ.

અને તે પછી આજે ગામમાં ઢોરની સંખ્યા કેટલી છે, બળદની જોડ કેટલી છે, કેટલા બળદની ગામની ખેતી માટે જરૂર છે એ બધું વિચારાશે. બળદ વધારે હશે તો વેચી નખાશે કે જેથી તેનું ખર્ચ બચે ને ઓછા હશે તો નવા લાવશે કે જેથી બળદને અભાવે ખેતી બગડે નહીં. ગામની ખેતી નિમિત્ત આવાં બધાં ખેતીને લગતાં કામોનો વિચાર કરશે, આયોજન કરશે ને તે પાર પાડશે.

ગામમાં ખેતી વ્યક્તિગત ધોરણે કરવી કે સામૂહિક રીતે કરવી તેનો નિર્ણય ગ્રામસભા કરશે.

ગ્રામસભાને જેમ અનુકૂળ આવશે અને જેવી ધાની તૈયારી હશે, તે મુજબ ખેતી કરવામા આવશે અને કારની ખેતીમા સહકાર અનિવાર્ય ગણાશે સાધનામા સહકાર, મજૂરીમા સહકાર, વગેરે

આપણા કેટલાક ગ્રામદાની ગામોમા જુદી જુદી રીતે ખેતી થાય છે પણ સૌ લોકોએ વાવણી જેના સામૂહિક રીતે, સહકારથી વૃદ્ધિક્રમ બધાના ખેતરમા વાવણી કરી દીધી

બીજુ ખર્ચ ને ચિંતા ખાસ કરીને નીદામણની હોય છે ગ્રામસભાઓએ નિશ્ચય કર્યો ઘરદીઠ એક એક વ્યક્તિ રોજ નીકળે ગામમા ચાલીસ ઘર હોય તો રોજ ચાલીસ માણસનુ ટોળુ એક વ્યક્તિના ખેતરમા બેસે આ ટૂકડી નવા-નવા ખેતર લેતી ગઈ અને વિના પૈસે નીદામણનુ મહત્ત્વનુ કામ પતી ગયુ ગામની ખેતી અંગેના આવા આવા અનેક કામ આપસૂઝથી કરે છે

હમણા થોડા દિવસ ઉપર ગુજરાતના એક કાર્યકર ગ્રામદાની ગામોની મુલાકાતે આવ્યા હતા એક ગામના લોકોએ સહકારી ખેતી શરૂ કરી હતી એમણે તેમને અનેક પ્રશ્નો પૂછ્યા ખેડૂતોએ બધાના સારા જવાબ આપ્યા

છેવટે તેમણે એક ખૂબ અઘરો સવાલ પૂછ્યો –"તમે તો ખેડૂત છો. ગામની કોઈ વ્યક્તિ તમને કહે કે ફલાણા ખેતરમા કામ કરવા જાઓ, તો એમા તમારુ સત્ત્વ શુ રહે? હુ જો

તમારી જગ્યાએ હોઉં તો કોઈના ચીંધ્યાથી કોઈનાંય ખેતરમાં કામ કરવા ન જાઉં !"

પ્રશ્ન અઘરો હતો. અમે સાથીઓ ચિંતામાં પડયા કે આવા અઘરા પ્રશ્નનો જવાબ આ આદિવાસી ખેડૂતો શું આપશે ?

મારી બગલમાં બેઠેલા એક કાર્યકર વકીલ ભાઈએ મને કાનમાં કહ્યું કે, આવું પૂછે તો મને પણ જવાબ આપવો પડે !

અમારા સહુના આશ્ચર્ય વચ્ચે ખેડૂતોએ જવાબ આપવો શરૂ કર્યો. ખેડૂત બોલ્યા– આપ કહો છો તે સાચું છે અમારા નજીકના ગામમાં એક સરકારી સામૂહિક ખેતી મંડળી છે, ત્યાં મેનેજરો લોકોને હુકમ કરીને ખેતરના કામે મોકલે છે. લોકો કંટાળી ગયા છે. હવે એ બધા ગ્રામદાન કરવાનું કહે છે.

આપ મોટા છો, પણ અમે આપને એક સવાલ પૂછીએ છીએ કે આપના મોટાભાઈ કે પિતાજીને ખેતીનો ખૂબ અનુભવ હોય ને તે આપને કહે કે ભાઈ, તારે ફલાણા–ફલાણા ખેતરમાં આજે કામે કામ કરવા જવાનું છે, તો આપ જાઓ કે નહીં ?

એમ જ અમે હવે અમારાં ગામને એક કુટુંબ બનાવ્યું છે. ગામના ચાર–પાંચ અનુભવી ને સારા ખેડૂતોને ખેતીની વ્યવસ્થાનું કામ સોંપ્યું છે. જે રીત તેમણે આજ સુધીમાં અનુભવ લઈને પોતાની ખેતી સુધારી છે, તે રીતે હવે તેઓ પોતાના અનુભવનો લાભ આખાં ગામને આપે, તો કહો, એમાં ખોટું શું છે?

વર્ષોથી એમની વચ્ચે રહીને કામ કરનારા મારા જેવા સેવકને પણ આજે જ એમની શક્તિનું ભાન થયું. લોકોમાં હૈયા-ઉકલત ને સ્વયંભૂ સ્ફૂર્ણા જાગે તેવું વાતાવરણ તૈયાર થાય, તો દેશની શ્રમ-શક્તિ તથા બુદ્ધિ-શક્તિ કામે લાગી શકે અને દેશની કાયાપલટ થઈ જાય.

ભવિષ્યમાં માત્ર પ્રેમને આધારે ટકી રહેનારા સહયોગી, સામ્યયોગી સમાજની રચના પૂર્ણ થાય તે દરમિયાનના કાળમાં ગામ છે ત્યાં નાના-મોટા ઝઘડા થયા કરવાના એ સમજી શકાય એવું છે. અલબત્ત, આજે ચાલે છે તેવો એના પ્રકાર નહીં હોય, કેમ કે મિલ્કત અને માલકીના કારણે થતા, લાચારીને પરિણામે થતા કે ચોરી-ચપાટીને લગતા ઝઘડા તો નહીં રહ્યા હોય. છતાં, મનુષ્યના સ્વભાવભેદ હોય છે, તેથી નાના મોટા વિખવાદના પ્રસંગો બન્યા કરે તેવો સંભવ તો રહેવાનો જ. તેથી, આવા પ્રસંગોએ ન્યાય કરવા માટે ગામના ૨-૪ બુઝર્ગ અને ડાહ્યા અનુભવીઓને ન્યાય સમિતિનું કામ સોંપાશે.

ગામના ઝઘડાનો નિકાલ પણ ગામમાં જ થાય ને તે માટે ગામના ઝઘડા કદિયે ગામ બહાર ન જાય, એ ગ્રામ સ્વરાજ્યનો એક પાયાનો વિચાર છે. ગામડાંમાં જો ઝઘડા કરવાની અક્કલ છે તો તેનો ન્યાય તોળી કરી નિકાલ લાવવાની પણ બુદ્ધિ છે જ. ગ્રામદાની ગામમાં ન્યાય-સ્વાવલંબન પણ ગ્રામવ્યવસ્થાનું એક મહત્ત્વનું અંગ છે. માલિકીનું સ્વેચ્છાથી વિસર્જન અને ન્યાય-

સ્વાવલંબન થતાં, પરિણામ સ્વરૂપ ગામમાં ઝઘડા પણ નામશેષ થઈ જશે, એ નિઃશંક છે.

ન્યાય સમિતિ જે ન્યાય આપશે તેને લોકો માથે ચઢાવશે. એમના નિકાલથી લાગતાવળગતાને સંતોષ કે સમાધાન નહીં થાય તો તેવા સંજોગોમાં ગ્રામસભા છેવટનો નિર્ણય કરશે. આમાં વકીલોને ક્યાંય સ્થાન નહીં હોય. આમ, આ રીતે ન્યાય સ્વાવલંબન થશે

હમણાં જ **માતોરા** નામના ગુજરાતના એક ગ્રામદાની ગામમા સ્ત્રી સબંધી એક તકરાર થઈ પડેલી. એમાંથી વાત મારામારી સુધી પહોંચેલી એક ભાઈનો હોઠ અને ગાલ કપાયાં. એ દવાખાનામા દાખલ થયો. ગામે ફરિયાદ ન નોંધાવી અને ગ્રામસભા જ એનો ન્યાય કરવા મળી. સર્વાનુમતિથી ન્યાય થયો. "દંડ" તો થયો જ પણ કેવો ?

મારનાર સભામા હાજર હતો. ગ્રામસભાએ એને "સજા" કરતાં કહ્યુ કે, તારે માર ખાનાર ભાઈની ચાલુ વરસની ખેતી કરી દેવાની છે !

આવા કેઇસમા કોર્ટમાં જેમ સજા અને દંડ બંને થાય છે, તેમ ગ્રામસભા તેને એક વર્ષ માટે માર ખાનાર ભાઈની ખેતી કરી આપવાની સજા કરે છે અને ઉપરથી "દંડ" પણ કરે છે કે, તારે તારી ખેતી પણ એનાં જ સાધનોથી કરી લેવાની છે અને આખુ વર્ષ રોટલા ખાવા પણ માર ખાનાર ભાઈને ઘેર જવાનું છે !

ગુન્હેગારે આ સજા સ્વીકારી લીધી છે

ડૉક્ટરના રિપોર્ટ ઉપરથી પોલીસને ખબર પડી ને તે ગામ ઉપર ગઈ. ફરિયાદ નોંધાવવા લોકોને આગ્રહ કર્યો, પણ તેમણે ના પાડી દીધી. ફોજદાર ચીડાયા અને બોલ્યા કે, હવે તમારા ગામમાં ચોરી થશે કે ધાડ પડશે તો પણ નહીં આવું!

ગામલોકોએ કહ્યુ કે સાહેબ, ચોરી તો આપનું થાણું છે તે ગામમાં પણ થાય છે આપ તો ચોરી થઈ જાય તે પછી જ પહોંચો છો ને? અમારે જરૂર નથી અમે અંદરોઅંદર નિકાલ કરી લેશું ને નહીં પતે ત્યારે બે મજ્જનોને વચ્ચે નાખીને પણ પતાવી લેશું!

ગ્રામદાન પછી આ ભાવના પેદા થાય છે લોકોના મનમાં !!!

ગામનો વેપારી મને પૃછે છે કે ભાઈ, તમે બધું કરો છો પણ ગ્રામદાનમાં અમારે તો સાવ મરી જવાનુ ને?

મે જવાબ આપ્યો કે, તમારે વળી મરવાનું શા માટે? "સર્વોદય"માં તમારો પણ ઉદય આવી જાય છે. ગ્રામકુટુંબને દુકાન તો જોઈશે જ. આજ સુધી તમે તમારી દુકાન ચલાવતા હતા; હવે ગામની દુકાન ચલાવો! સર્વોદય-આયોજનમાં તમારૂં વેપારીનું હિત સુરક્ષિત જ છે.

તમારે તો ખાવા રોટલા જોઈએ ને? બીજું શું? હવે તમારે રોટલા માટે સાચું-ખોટું પણ કરવું નહીં પડે! વળી, હવે તો બધાંય ગામની દુકાનેથી જ માલ લેવાનાં. સાચા

ભાવે લોકોને માલ મળશે દુકાન ગામની થશે એટલે ગામની બધી જરૂરિયાતો ગ્રામદુકાન મારફતે જ પૂરી થશે. ગામનો કાચો માલ પણ આ દુકાન મારફતે જ વેચાશે, જેથી યોગ્ય ભાવ મળી શકશે. ગામનો વેપારી આમાં સમાઈ જશે.

ગયે વર્ષે આઠ ગ્રામદાની ગામોના ગ્રામભંડારના આંકડાઓ ઉપરથી સાબીત થઈ ચૂક્યું છે કે, માલના ભાવમાં અને વ્યાજના વિનિમયમાં ખેડૂતોને ૩૩ ટકાની બચત થઈ છે.

ગામમાં રહેતા ગ્રામકુટુંબના સભ્ય તરીકે વેપારીને પણ ખેતી સાથે સંબંધ શરૂ કરવા ગામ કહેશે. આવી જ રીતે ગામના જમીનદારની જમીનની બધી ખેતી ગામ જ કરી આપશે. એમના ભાગે આવેલી જમીન પણ એ શરૂઆતમાં નહીં ખેડી શકે તો ગામ એને શ્રમદાન અને પ્રેમદાન કરીને તેની જમીનની ઉપજ તેને આપશે ને માનભેર જીવાડશે.

શરૂમાં નહીં જોડાનાર મોટા ખેડૂતો કે જમીનદારોને ગામલોકો અભયદાન આપશે ને એમની જમીન ગામલોકો જ ખેડી આપશે બદલામાં વળતર રૂપે કાંઈ જ લેશે નહી. આ રીતે પોતાના પુરુષાર્થથી સામાના દીલમાં જગ્યા મેળવશે.

ગ્રામસભા આવા બધાં કામ સર્વસંમતિથી કરશે.

વસ્તી વધતી જાય છે અને આપણી આજની જરૂરિયાતો જોતાં પણ બધું માત્ર ખેતીમાંથી જ પેદા નહીં થઈ શકે. એ માટે કેટલાક સહાયક ઉદ્યોગો ગામમાં શરૂ કરવા પડશે.

અનાજ પછી બીજી મહત્ત્વની જીવન જરૂરિયાત અને ખર્ચ કાપડનું હોય છે ખાદી એમા આપણી મદદે આવે છે અબર રેંટિયાથી ગામને જોઈતા વસ્ત્રની જરૂરિયાત પૂરી કરી શકાશે

આજે નાના ગામડાઓમા દરેક કુટુબને વાર્ષિક રૂા ૨૦૦) થી ૩૦૦)નુ સરેરાશ ખર્ચ વસ્ત્ર માટે કરવુ પડે છે ખેતીની ઊપજમાંથી મળતું રોકડ નાણું આજે તેની પાછળ ખર્ચાય છે ને બહારનું કાપડ ગામમા લાવતા ગામનો પૈસો બહાર ચાલ્યો જાય છે એટલે અમે ગામલોકોને હિસાબ ગણીને સમજાવીએ છીએ કે, ૩૦૦) રૂપીઆ પેદા કરવા માટે બેથી ત્રણ એકર જમીન જોઇએ અંબર રેંટિયો શીખીને હાથે કાંતી લો, તો ઘરદીઠ ૩–૩ એકર જમીન વધે ! અને આ રીતે આખા ગામમા જો ૫૦ કુટુબો હોય તો ૧૫૦ એકર જમીન વધે !

આમ, કેટલાંય ગામોની ગ્રામસભાઓએ અન્નસ્વાવલબન અને વસ્ત્રસ્વાવલંબનના સંકલ્પો કર્યા છે ગ્રામસ્વરાજ્યનું આ પણ એક અનિવાર્ય અગ છે

ગામલોકોના વસ્ત્રસ્વાવલબનના સંકલ્પને પૂરા કરવા માટે સર્વ સેવા સંઘ અને અખિલ ભારત ખાદી ગ્રામોદ્યોગ કમિશન મદદમાં દોડી આવે છે ગ્રામદાની ગામોમા આજે આ બેઉ સંસ્થાઓ ગ્રામોદ્યોગમાં મદદ કરી રહી છે

તેલઘાણી, સાબુ, વગેરે ઇતર નાના ઉદ્યોગોની તાલીમ લેવા

માટે ગ્રામસભા પોતાના ગામના જુવાનોને મોકલે છે. તાલીમ પામીને તેઓ પોતાના ગામમાં નવા ઉદ્યોગ-ધંધા શરૂ કરશે. આથી ખેતી ઉપરનું દબાણ ઘટશે અને આવાં ક્રમોમાં ગામનો બુદ્ધિવાળો અને કળા-કારીગીરીવાળો વર્ગ, જે શહેરોમાં ચાલ્યો ગયો છે, તે પાછો ગામડાંમાં આવીને રહેવા આકર્ષાશે. પરિણામે ગામડાં શ્રમશકિત ને બુદ્ધિશકિતથી સંપન્ન બનશે. બીજી તરફથી શહેરવાળાંઓ માટે સહેજે "ખોલીદાન" (ઓરડીઓ ખાલી) થઈ જશે !!! શહેરનાં લોકોની આજે આ માંગ છે જે તેઓ ભૂદાન કાર્યકરો પાસે પણ મૂકતા હોય છે!

આ રીતે વ્યવસ્થા ગોઠવાતાં ગોઠવાતાં આખરે શ્રમનું ચલણ શરૂ થશે અને મહેસુલ પણ અનાજના રૂપમાં લેવાશે-દેવાશે. ચીન જેવા વિશાળ દેશે તો આજે પણ મહેસુલ અનાજના રૂપમાં જ લેવાનું શરૂ કર્યું છે. બાપુ સૂત્ર-ચલણની વાત તો કરતા જ હતા. હવે ગ્રામદાની ગામો એમના ગ્રામ-ભંડારમાં સૂતરનું ચલણ ચાલુ કરીને રાષ્ટ્રપિતાની કલ્પનાને રૂપ આપી રહ્યા છે.

આવી અનેક શક્યતાઓથી ભરેલાં એવાં આ ગ્રામદાન આંદોલનમાં સહુનો વિકાસ સમાયેલો છે,—દેશની સર્વાંગીણ સમૃદ્ધિ વધારવાનો એક માત્ર ઉપાય સમાયેલો છે. અને એટલે તો દેશના બધા જ ડાહ્યા મહાપુરુષોએ ગ્રામદાનને અપનાવવા દેશને હાકલ કરી છે.

સરકારને ટેક્સ આપીને મોઘી સેવાઓ લોકોને ખરીદવી પડે છે. સસ્થાઓને પોતાના તેજ હણાવીને સરકાર, રાજકીય પક્ષો કે સપત્તિવાનો પાસેથી પૈસા લાવવા પડે છે — જેનો નિકાલ પણ ગ્રામદાનમા વિનોબાજીએ **સર્વોદયપાત્ર** દ્વારા સૂચવ્યો છે

સેવકો અને સસ્થાઓ તેજસ્વી રહી શકે, ગ્રામપ્રજાને જ તેઓ સીધી રીતે જવાબદાર રહે, ગ્રામજનો સાથે એમનો જીવતો સપર્ક રહે—એ માટે સર્વોદયપાત્રની યોજના ગ્રામીકરણને માર્ગે એક આવશ્યક પગલુ છે

સર્વોદય વિચારના તથા "સખાભાવ"ના પ્રસાર માટેનુ અને એ વિચારમા ગ્રામપ્રજાને પ્રત્યક્ષ સક્રિય હિસ્સો લેતી કરી એની સમતિ મેળવવાનુ અદ્‌ભૂત સાધન તે સર્વોદયપાત્ર છે

ગ્રામદાનથી ગામની બેકારી દૂર થાય છે, ગરીબી મટે છે, હિંસા, અવિશ્વાસ, અસમાનતા ને અસતોષ ઘટતા રહીને દૂર થાય છે, સુખ, સમૃદ્ધિ, શાતિ અને સલામતી વધે છે – જેની વિશ્વને આજે ખૂબ જરૂર છે ગામમાં આ શકય બને તો એ જ રસ્તે વિશ્વમા પણ શકય બને

આજની સ્થિતિ આપણને સહુને વિનાશ તરફ દોરી રહી છે. ચારેતરફ અસતોષ અને હિંસાના દર્શન થાય છે, કયારે મહાયુદ્ધ ફાટી નીકળે તે કહેવાય નહી

અંગ્રેજોનું રાજ્ય ગયું; રાજાઓ ગયા; હવે માલિકીપણાંને પણ જાકારો મળશે. એમાં જેનો સમાવેશ થઈ શકે તેવું હશે તે બધું આવશે—જેમકે, જમીનની માલિકી જશે, તો શું કારખાનાંઓની માલિકી બાકી રહેશે ? ના, બધી જ સંપત્તિ અને સંપત્તિ નિર્માણ કરવાનાં તમામ સાધનોની માલિકી આખરે સમાજની બનશે; જમીનનું ગ્રામીકરણ થશે અને સંપત્તિનું સામાજિકરણ થશે.

વિનોબા તો આજે જ "ફેક્ટરીદાન"ની વાત કરી રહ્યા છે! "ગ્રામદાન-વિચારનો" વિકાસ-ક્રમ બતાવતાં વિનોબાજીએ હમણાં જ કહ્યું :—

"પહેલાં તેઓ સામેલ થશે કે જેમની પાસે દેવાની એક માત્ર ચીજ ગરીબી છે, જોકે દિલ છે જ ! એ પછી જેમની પાસે થોડી જમીન છે તેઓ આમાં ભળશે; પછી વધારે જમીન ધરાવતા લોકોમાં કેટલાક નેક (દયાળુ) અને કેટલાક ડાહ્યા હોય છે તેઓ આપની સાથે ભળશે. પાછળ રહ્યા તેમાં જેઓ નેક (દયાળુ) પણ નથી ને ડાહ્યા પણ નથી તેમને આપણે આપણા તરફથી **અભયદાન** આપીશું."

આગળ ચાલતાં એક બીજી જગ્યાએ પૂ. વિનોબાજી કહે છે કે :-

"ગ્રામદાન સહેલી વસ્તુ છે. મોટા માલિકોએ પોતાની માલિકી પકડી રાખી છે તેથી નાના માલિકો પોતાની

માલિકી ફેંકી દેવી જોઈએ હિંદુસ્તાનમાં જમીનની માલિકી ખતમ થઈને જ રહેવાની છે. ભલેને કોઈ જમીનને ગમે તેટલો વળગી રહે, માલિકીને જકડી રાખે, પરંતુ જમીન એને ચોંટી રહેવાની નથી! તે જો કહેશે કે "જમીન મારી છે", તો જમીન તેને જવાબ આપશે કે, "હું તારી નથી!" જમીનની માલિકી ઈશ્વરની ઇચ્છાની વિરુદ્ધ છે તેની ઇચ્છાથી વિરુદ્ધ વર્તાવ કરીશુ, તો સુખી કેવી રીતે થઈશું? માટે પ્રેમથી જમીનની માલિકી ફગાવી દો ને ગામનુ એક કુટુંબ બનાવો. આમા નાત-જાતના ભેદ, ધર્મભેદ, પંથભેદ કશુ જ નથી આ તો ઠીક સંતોએ ચીંધેલુ-બતાવેલુ અભેદનું, અદ્વૈતનું, સામ્યનુ અને એકરસતાનું કામ છે"

**ગાંધીજીનું ગુજરાત શું યુગપુરૂષની યુગપુકારનો જવાબ આપવામાં પાછી પાની કરશે?**

